ટ્રેક્ટ નં ૬૭

# જૈનધર્મ–પરિચય

[ મોમ્બાસા ( કેન્યા–આફ્રીકા )માં આર્યસમાજ દ્વારા આયોજિત
સર્વધર્મ પરિષદમાં શ્રી સોમચંદ લાધાભાઈ શાહ
દ્વારા પઠિત લેખનો સંવર્દ્ધિત રૂપ ]

*

હિંદી લેખક
બા. કામતાપ્રસાદ જૈન
D L M R A S
સં.—અહિંસાવાણી અલીગંજ

*

પ્રકાશક
શ્રી અખિલ વિશ્વ જૈન મિશન
અલીગંજ (એટા) ઉ. પ્ર.
માટે
શ્રી
સિદ્ધસેન જૈન ગોયલીય
પ્રચાર-કાર્યાલય
[illegible] (જિ. સાબરકાંઠા)
ગુજરાત

☆

| | | |
|---|---|---|
| પ્રત | આવૃત્તિ | સને |
| ૧૦૦૦ | ૧ લી | ૧૯૫૬ |

★

મુદ્રક-શ્રી યશવંતલાલ ચુનીલાલ બુટાલા
મુદ્રણસ્થાન શ્રી યશવંત પ્રિન્ટીંગ પ્રેસ
સ્ટેશનરોડ પ્રાંતિજ જિ. સાબરકાંઠા



——મેસર્સ દોશી એન્ડ શાહ કંપનીના પાર્ટનર્સ——

ઈડર (વેસ્ટર્ન રેલ્વે) જિ સાબરકાંઠા [ફોટો —ધી યશવંત પ્રિ પ્રેસ પ્રાંતિજ]

# આભાર–પ્રદર્શન.



આ ટ્રેકટના પ્રકાશનમાં મેસર્સ દોશી એન્ડ શાહ કંપની [ઈડર–સાબરકાંઠા ગુજરાત] એ જે સહાયતા પ્રદાન કરી [illegible] બનાવી છે, તેના માટે મિશન તેમનો આભાર માને છે

નાંદોલ (સાબરકાંઠા)
ગુજરાત
તા ૧૫-[illegible]-૫૬



વિનીત,
સિદ્ધસેન જૈન ગોયવિય
મંત્રી પ્રચાર વિભાગ



# અનુક્રમ.



---



# જૈનધર્મ—પરિચય.

પ્રિય સજ્જનો,

શ્રી આર્યસમાજે સર્વ ધર્મ પરિષદનું આયોજન કરી સમસ્ત પ્રમુખ ધર્મોને સમજવાનો સુઅવસર ઉપસ્થિત કર્યો છે તે પ્રશંસનીય છે કારણ કે વર્તમાનમાં વિશ્વની અંદર ભૌતિકવાદની આસુરી વૃત્તિ એટલી બધી વધી ગઇ છે કે માનવતા કયાંય દેખાતી નથી ! લોકો પરસ્પર લડાઈ ઝગડા કરી રહ્યા છે, યુદ્ધ પર યુદ્ધ થઇ રહ્યા છે પરંતુ લોકોમાં શાન્તિ નથી અગ્નિથી અગ્નિ બુઝાતો નથી. તો વેરથી વેર કેવી રીતે મટી શકે ? સત્ય ત્યારે જ વિશ્વવ્યાપી થઇ શકે, જ્યારે ધર્મ તત્ત્વનું તુલનાત્મક અધ્યયન કરવામાં આવે આ પ્રકારના આયોજનો આ દિશામાં એક સારું પગલું છે અને એનું સ્વાગત સર્વત્ર થવું જોઇએ

## ઉપાસ્ય આદર્શ—

આ પ્રસંગે આપે ધર્મના સંબંધમાં જૈન તીર્થંકરોની વિચારધારાને પ્રગટ કરવાનો જે અવસર અમને આપ્યો છે તે માટે અમે આપના આભારી છીએ જૈન તીર્થંકરોની વિચારધારા સીધી અને સરળ તદ્દન વૈજ્ઞાનિક પદ્ધતિની રહી છે જૈન દૃષ્ટિમાં માનવ માટે માનવતા જ મહાન વસ્તુ છે માનવ માટે આદર્શ થઇ શકે છે માનવ મનુષ્ય મનુષ્ય એકબીજાને કામ આવે છે અને તેઓ જ

પરસ્પર એકબીજાની ઉલઝણોને સુઝતાની શકે છે એથી તે માનવ કે જે પૂર્ણ પુરુષના મહાન પદ પર આરૂઢ થઇ ચૂકયો છે, જેણે રાગ દ્વેષ તથા અન્ય માનવીય કમજોરીઓને જીતી લીધા છે અને જે કૃતકૃત્ય સર્વજ્ઞ અને સર્વદર્શી થઇને જીવનમુક્ત દશાને પ્રાપ્ત થઇ ચૂકયો છે, તે પવિત્ર માનવ જ જૈનોનો આદર્શ છે અને તેને અર્હંત, જિન અથવા જિનેન્દ્ર કહો અગર તો બ્રહ્મા, વિષ્ણુ, મહેશ કહો, જૈનાચાર્યો આવા મહા પુરુષને જ વંદે છે

યથા —

> भव बीजाङ्कुर जनना रागाद्य क्षयमुपागता यस्य ।
> ब्रह्मा वा विष्णुर्वा हरो जिनो वा नमस्तस्मै ॥

## ધર્મ-તત્ત્વ સમાન અને સર્વને માટે છે —

જિનેન્દ્ર દેવે વસ્તુના સ્વભાવને ધર્મ કહ્યો છે 'वत्थुसहावो धम्मो' અને આ ધર્મતત્ત્વ અથવા જીવન માર્ગનો નિર્દેશ જીવ માત્રને માટે સમાન રૂપથી કર્યો છે તેને ધારણ કરવાનો અધિકાર સૌને જ છે જીવ જીવને ઓળખે, પોતે જીવે અને બીજાને જીવવા દે (Live & Let Live) એટલુ જ નહિ પરંતુ પોતે પૂર્ણ જ્ઞાની બને અને પોતાના સાથિઓને પૂર્ણ જ્ઞાની બનવામાં સહયોગ આપે જીવ માત્રનું કર્તવ્ય જ એકબીજાને સહયોગ આપવો-ઉપકૃત કરવો તે છે (परस्परोपग्रहो जीवानाम्) એટલા માટે જૈન તીર્થંકરોએ અહિંસાને જ પરમ ધર્મ કહ્યો છે કોઇનુ દિલ ન દુભાઓ- કોઇની હિંસા ન કરો-સર્વ પ્રત્યે પ્રેમ કરો-સૌનુ હિત સાધો અને આપણા જેવા જ સૌને સમજો

આ પ્રમાણે મુક્ત માનવ થવા માટે-મોક્ષ પામવા માટે ધર્મ-તત્ત્વની સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત કરવી જરૂરી છે સાત તત્ત્વ અથવા નવ પદાર્થોની સાચી શ્રદ્ધા વડે તે સમ્યગ્દૃષ્ટિ પ્રાપ્ત થાય છે તે

તત્ત્વો આ પ્રમાણે છે —(૧) જીવ, (૨) અજીવ, (૩) આસ્રવ, (૪) બંધ (૫) પુણ્ય, (૬) પાપ (૭) સંવર, (૮) નિર્જરા, (૯) મોક્ષ એનું વાસ્તવિક જ્ઞાન પામીને જ માનવ પોતે પોતાને અને પર વસ્તુઓના સ્વરૂપને ઓળખી લે છે એવો સમ્યગ્દૃષ્ટિ જીવ સમ્યક્ જ્ઞાનના પ્રકાશમાં પહોંચીને રાગ દ્વેષ–માયા–મમતાને જીતી લે છે અને વીતરાગ દશાને પ્રાપ્ત કરી મોક્ષ માર્ગનો અધિકારી બને છે

## તત્ત્વજ્ઞાન અને ધર્મના ક્ષેત્રમાં જૈન ધર્મ

કોઈ મનુષ્યના હૃદયમાં કોઈ ને કોઈ વખતે એવા પ્રશ્નો ઊભા થાય છે કે તે કોણ છે? વિશ્વ શું છે? વિશ્વની સાથે તેનો શો સંબંધ છે? એ પ્રશ્નોના ઉત્તરમાં વિશ્વમાં અનાદિ કાળથી વિવિધ વિચાર પ્રવાહ ઉત્પન્ન થતા રહ્યા છે એ જ 'તત્ત્વજ્ઞાન' છે સાથે જ આ તત્ત્વજ્ઞાનના આધારથી એ નિશ્ચિત કરવું કે મનુષ્ય એક બીજાની સાથે કેવો વ્યવહાર કરે અને કયા કયા નિયમોનું પાલન કરે, તે 'ધર્મ' કહેવાય છે વસ્તુ સ્વભાવની સ્થિર સત્તા (Reality) તત્ત્વજ્ઞાન અને તેની લોક વ્યવહારમાં અભિવ્યક્તિ ધર્મ છે–વસ્તુ સ્વભાવ રૂપ ધર્મની પ્રાપ્તિ કરવી એ આ પણ કર્તવ્ય છે જૈન તીર્થંકરોએ માનવને એ જ બતાવ્યું અને એજ સનાતન સત્યને સંસારે 'જૈન ધર્મ'ને નામે પુકાર્યો જૈન ધર્મનું વિશિષ્ટતા પૂર્ણ સ્થાન એટલા માટે જ છે કે તેની મા વતાઓ માનવીય વિકાસના વિજ્ઞાનને સત્યપર આધારિત કરે છે અને જીવ માત્રને હિતકર છે

## જૈન ધર્મની મૌલિક માન્યતાઓ

જૈન ધર્મની એ માન્યતાઓ મૌલિક હોવાની સાથે જ આદિ માનવના વિશ્વાસ (Primitive Belief) ને અનુરૂપ છે એમાથી થોડીક નિમ્નપ્રકાર છે —

(૧) નગ્નતા— આદિમાનવ યથાજાત રૂપમાં રહેતા હતા કઈ

છે, આત્મ અને ઈત્રા નગ્ન રહેતા હતા ગમે તે હોય જૈન ધર્મમા યથાજાત નગ્ન વેષની માન્યતા પ્રાચીન કાળથી રહી છે દિગમ્બર જૈનોમા આ માન્યતા આજ સુધી અખડ રૂપે ચાલતી આવી રહી છે કિન્તુ શ્વેતામ્બરીય શાસ્ત્રોમા પણ એને શ્રમણત્વની શ્રેષ્ઠ સ્થિતિ 'જિનકલ્પ' માની છે[१] અને લખ્યુ છે કે આદિતીર્થંકર ઋષભદેવ અને અતિમ મહાવીર દિગમ્બર વેષમા રહ્યા હતા પ્રાચીન કાળમા શ્વેતામ્બરો પણ દિગમ્બરોની માફક નગ્ન મૂર્તિઓ પૂજતા હતા[२] આ માન્યતા પ્રાગ્ ઐતિહાસિક કાળની માનવ સ્થિતિને અનુસરીને છે

(૨) વનસ્પતિ, પૃથ્વી જળ, અગ્નિ આદિમા જીવ હોવાની માન્યતા પણ જૈનોની નિરાળી અને આદિ કાલીન છે Enthology વિદ્યામા એને આદિમાનવ ( Primitive ) ના વિશ્વાસને અનુરૂપ બતાવ્યુ છે ડૉ બોસે વનસ્પતિમા જીવ હોવુ સિદ્ધ કર્યું છે શ્રી સાર્ડિસે પૃથ્વીના એક ક્યુબિક ઈંચ ભાગમા પાચ મિલિયન જીવિત કીટાણુઓ સિદ્ધ કર્યાં છે[1] જળના એક ટીપામા ૩૬૪૫૦ સૂક્ષ્મ

---

૧ આચારાગ સૂત્ર છઠ્ઠા અધ્યાય તૃતીય ઉદ્દેશમા અચેલક (નગ્ન) દશાને શ્રેષ્ઠ કહી છે જો શક્તિ હોય તો મુની એક વસ્ત્ર પણ ન રાખે (अदुत्रा अचेले लाघवियं आगममाणे) આ સૂત્ર ૮મો અધ્યાય ૧ ઉદ્દેશમા ઋષભ અને મહાવીર તીર્થંકરો નગ્ન વેષમાં રહ્યા લખ્યુ છે

૨ 'જૈનસ્તૂપ ઍન્ડ અધર ઍન્ટીક્વીટીઝ ઑફ મથુરા' માં કુશાનકાલીન મૂર્તિઓ જુઓ

1 We find that the soil is life, and that a living soil contains a mass of micro organic existence–the earth-worm the fungi and the micro-organisms We learn that there is a minimum of 5-millions of these denizens to the cubic inch of living soil

—F Sykes The Sower
(Winter 1952-53)

જીવુઓ જોવામા આવ્યાં છે [૨] જૈન ધર્મની આ માન્યતા નિરાગી અને સત પ્રાચીન છે

(૩) આદર્શ પૂજા–જૈન ધર્મમાં આદર્શ પૂજા માન્ય છે ત્યા રાગી દ્વેષી દેવી દેવત ઓને પૂજવામાં નથી આવતા જૈનો તે મહાન પુરુષોની પૂજા કરે છે જે સર્વજ્ઞ સર્વદર્શી અને સર્વહિતૈષી હતા–તેમણે જીવન મુક્ત પરમાત્મપદ પ્રાપ્ત કર્યું હતુ આ પ્રકારની પૂજા પ્રાચીન માનવોમા પ્રચલિત હતી[૩]

(૪) અણુસિદ્ધાન– (Atomic Theory) જૈનોએજ પહેલ વ્હેલા અણુસિદ્ધાતને મા યો અને તેનુ સૂક્ષ્મ વિવેચન કર્યું જૈનાનો કર્મવાદ આ અણુસિદ્ધાન પર અવલંબિત છે અતિસૂક્ષ્મ પુદ્ગલ પરમાણુઓનુ કાર્માણ શરીર દરેક જીવની સાથે લાગેલુ છે ઉપનિષદ આદિમા અણુવાદનો ઉલ્લેખ નથી મળતો, એટલા માટે 'વેદાંતસૂત્ર મા એનુ ખ ડન કરવામા આવ્યુ છે સાખ્ય અને યોગ દર્શનોમા પણ તેના દર્શન નથી થતા વૈશેષિક અને ન્યાય દર્શનમા તેનો ઉલ્લેખ છે પરતુ બંને દર્શન અર્વાચીન અને પૌરુષ છે કેવળ જૈનો અને આજીવ કોએ અણુવા ને શરૂઆતથી મા યો છે, એ કારણથી વિદ્વાન લોકો જૈનોની અણુસબધી માન્યતાને અતિપ્રાચીન માને છે •

આ મૌલિક મા યતાઓ વડે જૈન ધર્મનુ પ્રાચીન સ્વત સિદ્ધ રૂપ છે તે પ્રકૃતિ સ્વભાવને અનુરૂપ એક ધર્મવિજ્ઞાન માત્ર પ્રમાણિત થાય છે

---

૨. સિદ્ધાંત વિજ્ઞાન' (યુ પી ગેવન મે. પ્રેસ)

૩ કાર્લાઈલ હીરો એં ડ હીરો વર્શિપ

• ડૉ જેકોબી— ઇ સાઈક્લોપીડિયા ઑવ રિલીજન એ ડ ઈથિક્સ'–ભાગ ૨ પૃષ્ઠ ૧૯૯–૨૦૦

## જૈન ધર્મની પ્રાચીનતા —

જૈન ધર્મની ઉત્પત્તિ ક્યારે થઈ? આ પ્રશ્નનો ઉત્તર આપવો સહેલો નથી, કારણ કે જે વસ્તુસ્વભાવ (Nature) છે તેના આદિ અંતનો નિર્ણય કરવો માનવીય બુદ્ધિને માટે સર્વથા અસંભવ છે, તોપણ એથી એટલું સ્પષ્ટ છે કે જૈન ધર્મ અતિ પ્રાચીન છે કાળચક્રની ગતિમાં અનેક ધર્મો જડમૂળથી નષ્ટ થઈ ગયા, દરેકના મૌલિક સ્વરૂપમાં પરિવર્તન થઈ ગયા, કેટલાક છિન્નભિન્ન થઈ બીજામાં સમાઈ ગયા અને કેટલાએ અજ્ઞાનપૂર્ણ અને અર્થશૂન્ય સિદ્ધ થયા પરંતુ જૈન ધર્મ આજે પણ સજીવ જીવતો જાગતો છે તેના મૌલિક સ્વરૂપમાં હજીસુધી કંઈ પરિવર્તન નથી થઈ શક્યું એથી એનું સ્થાન વિશ્વની વિચારધારામાં અદ્વિતીય છે તે તેટલો જ પ્રાચીન છે જેટલો માનવ છે

## કાળચક્ર ને આદિ તીર્થંકર ઋષભદેવ

કાળચક્રનો પ્રવાહ અનાદિ અને અનંત હોવા છતાં પણ જૈન ધર્મની પરંપરામાં તેને છ વિવિધ ભાગોમાં વિભજિત કરવામાં આવેલ છે જેવી રીતે રાત્રિ પછી દિવસ અને સવાર પછી સાંજ આવે છે, ઠીક તેજ પ્રમાણે કાળચક્ર અબાધિતરૂપે ફરતો જ રહે છે કાળચક્રના અવસર્પિણીકાલ અને ઉત્સર્પિણીકાલ બે મુખ્ય ભેદો છે આ બંને છ છ કાળોમાં વિભાજીત છે, જેમનામાં કરોડો વર્ષોનો અંતરાલ હોય છે આ બંને અવસર્પિણી અને ઉત્સર્પિણી કાળોમાં ૨૪ તીર્થંકરોનું જન્મ નિયમિતરૂપે થયા કરે છે તે તીર્થંકરો સર્વજ્ઞ સર્વદર્શી 'જિન'ની અવસ્થાને પામીને ધર્મનો ઉપદેશ સર્વત્ર આપે છે વર્તમાનમાં અવસર્પિણી કાળ પ્રવર્તે છે— સર્વ વસ્તુઓની ક્ષતિ ક્રમે ક્રમે થઈ રહી છે આ યુગમાં પણ ૨૪ તીર્થંકરો થયા છે જેમનામાં પ્રમુખ અને આદિ તીર્થંકર ઋષભદેવ હતા

એજ તીર્થંકર ઋષભદેવનો ઉલ્લેખ 'ઋગ્વેદ' (૧૦/૩) અને 'શ્રીમદ્ ભાગવત'ના પાંચમા સ્કંધ (અ૦ ૨-૬)માં મળે છે 'શ્રીમદ્ ભાગવત'માં લખ્યું છે કે, સ્વયંભુ મનુ અને સતરૂપાને સ્વયં બ્રહ્માએ ઉત્પન્ન કર્યા જેમને 'પ્રિયવ્રત' નામનો પુત્ર થયો. પ્રિયવ્રતનો અગ્નીધ્ર તથા અગ્નીધ્રને ત્યાં નાભિએ જન્મ લીધો. નાભિનું લગ્ન મરુદેવીની સાથે થયું, જેમની કૂખે ઋષભદેવ જન્મ્યા. ઋષભદેવને ૧૦૦ પુત્રો હતા જેમાં ભરત અને બાહુબલી મુખ્ય હતા. ભારતવર્ષ'—એ નામ ભરતના નામ પરથી જ પડ્યું છે ઋષભદેવે ભરતને રાજ્ય સોંપી શ્રમણત્વ ગ્રહણ કર્યું તેઓ દિગંબર વેશમાં વિચરતા હતા–મૌનથી રહેતા હતા–કોઈ ગમે તેવો વ્યવહાર કરે તેને સમતાથી સહન કરતા હતા આ શરીરને અસત્ પદાર્થોનું ઘર તથા મોહ માયાની કઠપુતળી સમજી ઋષભદેવે અહંકાર અને મોહ મમતાનો ત્યાગ કર્યો હતો તેઓ એકલા વિહાર કરતા હતા તેમણે ભારતના જુદા જુદા ભાગોમાં વિહાર કરી માનવને ઉપદેશામૃતનું પાન કરાવ્યું હતું

પરંતુ દુઃખની વાત છે કે કેટલાક વિદ્વાનો આજે પણ એમ માને છે કે જૈન ધર્મના સંસ્થાપક શ્રી પાર્શ્વનાથ અથવા ભ૦ મહાવીર વર્દ્ધમાન હતા પણ એ વાત તદ્દન ખોટી છે છેલ્લા ૫૦ વર્ષોમાં વિવિધ જૈનેતર તથા વિદેશી વિદ્વાનોના મતાનુસાર, શિલા લેખો તથા ઉપલબ્ધ પ્રાચીન સંસ્કૃત સાહિત્યદ્વારા પણ સિદ્ધ થઈ ગયું છે જૈન ધર્મના સંસ્થાપક આ યુગમાં શ્રી ઋષભદેવ જ હતા. ઋષભદેવે માનવને આધ્યાત્મિક જ્ઞાનની સાથે સભ્ય અને શિષ્ટ જીવનનો પાઠ પણ શીખવ્યો હતો. માનવે પરિશ્રમ કરી ખેતી કરવી અને રસોઈ કરવી તે એમનાથીજ શીખ્યા હતા આજકાલના વિદ્વાનો ઋષભદેવને 'પાષાણયુગ' (Stone Age) ના મહાપુરુષ માને છે *

* 'વાયસ ઑફ અહિંસા' નો ઋષભદેવ વિશેષાંક જુઓ

## પુરાતત્વની સાક્ષી

એવું જણાય છે કે ઋષભદેવને માનવાવાળા સિંધુ ઉપત્યકામાં પણ હતા. મોહન-જો-ડેરો અને હડપ્પાથી જે મૂર્તિઓ અને મુદ્રાઓ મળી છે તેમાં કેટલીક બરાબર તેવીજ છે જેવી ઋષભદેવ અને બીજા તીર્થંકરોની મૂર્તિઓ હોય છે. એટલા માટે વિદ્વાનોએ તેમને ઋષભ મૂર્તિને અનુરૂપ માની છે × પ્રો. પ્રાણનાથે એક મુદ્રા પર 'જિનેશ્વર' શબ્દ વાચ્યો છે, અને + ડૉ. રે કે તેમની અંદર જૈન માન્યતાનું કાનરકામ સિદ્ધ કર્યું છે ~ યા. રહે આ પુરાતત્વ આજથી ૫૦૦૦ વર્ષ પહેલાનું છે તેમાં જૈનચિન્હો તથા ઉલ્લેખોનું મળવું એ વાતનું પ્રમાણ છે કે જૈન ધર્મ તે સમયના બહુ પહેલાથી પ્રચલિત હતો.

## મધ્યવર્તી તીર્થંકર

'મોહનજોડેરો'ની મુદ્રાઓ પર અંકિત દશ્યોમાં તીર્થંકર મલ્લિની જીવન ઘટનાનું દશ્ય અંકિત થયેલું ડૉક્ટર રોડે બતાવ્યું છે[1] બીજી બાજુ જૈનો સિવાય હિન્દુ પુરાણોમાં અજિત, સુમતિ આદિ તીર્થંકરોના ઉલ્લેખ મળે છે[2] સાથે જે લગભગ બે હજાર વર્ષ પહેલાની જુની મૂર્તિઓ પણ આ તીર્થંકરોની માન્યતાને સિદ્ધ કરે છે. પ્રત્યેક તીર્થંકરનું જીવન કોઈને કોઈ વિશેષતા ધરાવતું મળે છે. દશમા તીર્થંકર શીતલનાથના સમયમાં બ્રાહ્મણોએ સ્વર્ણ આદિનું દાન લેવું શરૂ કર્યું. વીસમા તીર્થંકર મુનિસુવ્રતનાથના

---

× મૉડર્ન રિ વ્યૂ ઑગસ્ટ ૧૯૩૨ પૃ ૧૫૮-૧૬૦

+ ઇંડિયન હિસ્ટોરિકલ ક્વાર્ટર્લી, ભા ૮ (પરિશિષ્ટ) પૃ ૧૮-૩૨

~ જૈન તીર્થંકરોકી ઐતિહાસિકતા નામક ટ્રૈક્ટ વાંચો

1 જૈન ધર્મ ઔર તીર્થંકરોકી ઐતિહાસિકતા પૃ ૧૩ ૧૬

2 'વેદ પુરાણાદિ ગ્રંથોમેં જૈન ધર્મકા અસ્તિત્વ' જુઓ

3 ઉત્તરપુરાણ જુઓ

તીર્થંકાળમા રામ-લક્ષ્મણ થયા, તેજ સમયમા રાજા વસુ થયો. અને યજ્ઞોમા પશુઓનો હોમ ચાલુ થયો મ્લેચ્છોનુ આક્રમણ પણ આજ સમયે થયુ સારાશત ઋષભદેવ પછી તીર્થંકરોની વિશેષતા તેમને ઐતિહાસિક ગણનામાં લાવે છે તીર્થંકરોના નામ આ પ્રમાણે છે —

| | | | |
|---|---|---|---|
| ૧ | ઋષભ અથવા વૃષભ ( ઉપર ઉલ્લેખ થયો છે ) | | |
| ૨ | અજિત | ૧૪ | અનત |
| ૩ | સભવ | ૧૫ | ધર્મ |
| ૪ | અભિનન્દન | ૧૬ | શાંતિ |
| ૫ | સુમતિ | ૧૭ | કુથુ |
| ૬ | પદ્મપ્રભ | ૧૮ | અરહ |
| ૭ | સુપાર્શ્વ | ૧૯ | મલ્લિ |
| ૮ | ચદ્રપ્રભ | ૨૦ | મુનિસુવ્રત |
| ૯ | પુષ્પદત | ૨૧ | નમિ |
| ૧૦ | શીતલ | ૨૨ | નેમિ ( આગળ વર્ણન છે ) |
| ૧૧ | શ્રેયાસ | ૨૩ | પાર્શ્વ , |
| ૧૨ | વાસુપૂજ્ય | ૨૪ | મહાવીર , |
| ૧૩ | વિમલ | | |

## તીર્થંકર નેમિનાથ

બાવીસમા તીર્થંકર શ્રી નેમિનાથ નારાયણ કૃષ્ણના કાકાના પુત્ર હતા તેમનો જન્મ વસુદેવજીના મોટાભાઇ સમુદ્રવિજયને ત્યા થયો હતો બાલ્યકાળથી જ નેમિનાથજીની મનોવૃત્તિ વૈરાગ્યમય હતી કૃષ્ણજીએ તેમનું લગ્ન જૂનાગઢના નરેશની રાજકુમારી રાજમતી સાથે કરવાનુ નક્કી કર્યું હતુ જાન જયારે તોરણે પહોચી ત્યારે નેમિકુમારે જોયુ કે ઘણા પશુઓ એક વાડામા બધ થયેલા ત્રાડી રહ્યા છે પૂછવામા આવ્યુ તો ખબર પડી કે જે માસભક્ષી રાજાઓ જાનમા આવ્યા

કે તેમના સત્કાર માટે આ નિરપરાધી પશુઓનો વધ કરવામા આવશે. આ સાભળીને જ નેમિકુમારનુ હૃદય રડી ઉઠયુ તે પશ્ચાતાપની અગ્નિમા બળવા માડયુ તેમની સુતેલી વૈરાગ્ય ભાવના એકાએક જાગૃત થઇ ગઇ અને તેઓ સીધા ગિરનારના શિખરે જઇ તપ કરવા લાગ્યા. આ પ્રમાણે તીર્થંકર નેમિનાથ મહાભારતના નાયક તથા ભગવદ્ ગીતાના ઉપદેષ્ટા શ્રી કૃષ્ણના સમકાલીન હતા 'મહાભારત મા શ્રી નમિનાથનો ઉલ્લેખ નીચે પ્રમાણે મળે છે —

"युगे युगे महा पुण्य दृश्यते द्वारिकापुरी,
अवतीर्णो हरियाम प्रभासव शशि-भूपण ।
रेवताद्रौ जिनो नेमि युगादि विमलाचले,
ऋपीण मा श्रमादेव मुक्तिमार्गस्य कारणम् ॥"

'મહાભારત'મા ભગવાન અરિષ્ટનેમિએ સગરને જે ઉપદેશ આપેલો તે આ પ્રમાણે છે —

'જ્યારે યુધિષ્ઠિરે ભીષ્મજીને પુછ્યુ કે આસક્તિથી કોઇ રાજા કેવી રીતે છુટે? તો તેમણે ઉત્તરમા કહ્યુ કે રાજા સગરના પ્રશ્ન કરવાથી અરિષ્ટનેમિએ જે ઉત્તર આપ્યો હતો તે પ્રાચીન ઇતિહાસ તમને સભળાવુ છુ સગરે પુછ્યુ કે બ્રહ્મન્' એવ પ્રાણિનો શ્રેષ્ઠ ઉપાય શો છે? શુ કરવાથી મનુષ્યને આ જ લોકમા પરમસુખ (મોક્ષ) ની પ્રાપ્તિ થઇ શકે છે? ઉત્તરમા સર્વશાસ્ત્રવેત્તા એ મા શ્રેષ્ઠ તાર્ક્ષ્ય (અરિષ્ટનેમિ) એ પોતે ઉપદેશ આપ્યો— 'સગર' સસારમા મોક્ષનુ સુખ જ વાસ્તવિક સુખ છે પણ જે ધનધાન્યના ઉપાર્જનમા વ્યગ્ર અને પશુઓમા આસક્ત થઇ રહ્યો છે તે મૂર્ખ મનુષ્યને તેનુ યથાર્થ જ્ઞાન હતુ નથી જેની બુધ્ધિ વિષયોમા આસક્ત છે તેનુ મન અશાન્ત હેય છે, એવા પુરુષોની ચિકિત્સા કરવી કઠિન છે સ્નેહબધનમા બધાએલા અજ્ઞાનીનો મોક્ષ થતો નથી હવે હુ તમને સ્નેહ (મોહ)ના

બધનોનો પરિચય આપુ છુ તે સાભળો. તમે ધ્યાન પૂર્વક ઇન્દ્રિયોથી વિષયોનો અનુભવ કરીને તેમનાથી જુદા થઇ જાઓ, આ રીતે વિચરતા રહો. એ વાતની પરવા ન કરો કે સતાન થયા છે કે નહિ * ઇન્દ્રિઓનુ વિષયોની સાથે જે કૌતુહલ છે એને મટાડી મુક્તની પેઠે વિચરો અને દૈવેચ્છાથી જે કઇ લૌકિક પદાર્થોની પ્રાપ્તિ થાય તેમા સમાન ભાવ રાખો–રાગદ્વેષ ન કરો મુક્ત પુરુષ સુખી થાય છે અને સસારમા નિર્બંધ થઇને વિચરે છે, પરન્તુ જેમનુ ચિત્ત વિષયોમા આસક્ત છે તેઓ કીડીઓ અને કીડાઓની માફક આહારનો સગ્રહ કરતા કરતા જ નષ્ટ થઇ જાય છે, એ પે જેઓ નિરાસક્ત છે તેઓ જ આ સસારમા સુખી છે આસક્ત મનુષ્યોનો તો નાશ જ થાય છે અગર તમારી બુદ્ધિ મોક્ષમા લાગેલી છે તો તમારે સ્વજનોને માટે આવી ચિન્તા ન કરવી જોઇએ કે ' આ મારા વિના કેવી રીતે રહેશે ! પ્રાણી સ્વય જન્મ લે છે, સ્વય વૃધ્ધિને પ્રાપ્ત થાય છે અને સ્વય જ સુખ દુખ તથા મૃત્યુને પામે છે × મનુષ્ય પૂર્વ જન્મના કર્મોના અનુસાર જ ભોજન વસ્ત્ર તથા પોતાના માતપિતાએ સગ્રહ કરેલા ધનને પ્રાપ્ત કરે છે સસારમા જે કઇ મળે છે તે પૂર્વકૃત કર્મોના ફળ સિવાય બીજુ કઇ નથી ભૂમડળના સર્વ જીવો પોતાના કર્મોથી સુરક્ષિત થઇને જગતમા વિચરે છે અને વિધાતાએ તેમના પ્રારબ્ધ પ્રમાણે જે કઇ ભોગ નિશ્ચિત કરી દીધા છે તેમને પ્રાપ્ત કરે છે જે સ્વય જ માટીનો લોંદો, પરતત્ર અને

---

* તીર્થંકર અરિષ્ટનેમિના સમયમાં એવો એકાતમત ફેલાયેલો હતો કે જેને પુત્ર ન હોય તેની મુક્તિ નથી તેથી સતાનોત્પત્તિ તરફ ઝોકનુ વલણ હતુ નેમિપ્રભુએ આ માન્યતાનો વિરોધ કર્યો હતો 'મહાભારતકાર પણ આજ વાતનો ઉલ્લેખ કરી રહ્યા છે

× જૈનમતમાં પત્નિ-સ્વાતત્ર્યનુ વિશેષ મહત્વ છે બાનવ બાર ભાવનાઓમા એકત્વ, અન્યત્વ અશરણ આદિ ભાવનાઓનુ ચિતવન કરે છે, આ પ્રકરણમા પણ તેવી ભાવનાનો આભાસ મળે છે

અસ્થિર છે તે સ્વજનોની રક્ષા અને પોષણ કરવાનુ અભિમાન શા માટે કરે છે? તમે જુઓ છો અને બચાવવાનો પણ પ્રયત્ન પણ કરો છો તો પણ જ્યારે મોત તમારા સ્વજનને માર્યા વિના નથી છોડતુ તો તમારી શી તાકાત છે? આ વાત પર પોતે વિચાર કરો તમારા આ સગા સબ ધીઓ જીવતાં પણ રહે અને એમનાં ભરણપોષણનુ કાર્ય સમાપ્ત ન થયુ હોય તો પણ તમે એક દિવસ તેમને છોડી ચ લ્યા જશો! અથવા જ્યારે કોઈ સ્વજન મરીને આ લોકથી ચલ્યો જશે ત્યારે ત્યા તે સુખી હશે કે દુ ખી? તે વાત તમે નહિ જાણી શકો અને આ બાબતમા સ્વય વિચાર કરો તમે મરો અથવા જીવિત રહો, તમારા કુટુ બનુ પ્રત્યેક મનુષ્ય પોતપોતાના કર્મના ફળને ભોગવશે-એવુ સમજીને તમારે કલ્યાણ સાધનમા લાગી જવુ જોઇએ સ સારમા કોણ કોનુ છે? એનો ભતીપ્રકાર વિચાર કરી દ૮ નિશ્ચય સાથે પોતાના મનને મોક્ષ માર્ગમા લગાવી દો

'હવે આગળની વ તપર પણ લક્ષ્ય આપો— જેને ભૂખ તરસ ક્રોધ લોભ, અને મોહાદિ ભાવો પર વિજય મેળ વ્યો છે તે મરત સમ્પન્ન પુરુષને મુકતજ માનવો જો એ જે મોહવશ પ્રમ દને કારણે જુગાર મદ્યપાન સ્ત્રીસસર્ગ તથા મૃગયા આદિમા પ્રવૃત્ત નથી રહેતો તે પણ મુકત જ છે જે સ । યોગયુકત થઇ ઓમા પણ આત્મદષ્ટિ જ રાખે છે તેણીને ભોગ્ય-બુદ્ધિથી નથી દેખતો તેજ યથાર્થ મુકત છે જે પ્રાણીઓના જન્મ, મૃત્યુ અને કર્મોના તત્ત્વને વાસ્તવિક પણે જાણે છે તે પણ આ સ સારમા મુકત જ છે જે હજારો અને કરોડો ગાડી અન્નમાથી એક પ્રસ્થ (એક શેર) ને જ ઉદરપૂર્તિ માટે પર્યાપ્ત સમજે છે (તેનાથી અધિક સ ગ્રહ કરવા નથી ઇચ્છતો) તથા અતિવિશાળ મહેલમા પણ માત્ર પથારીપૂર્તિ જગ્યાને જ પોતાને મ રે જરૂરી સમજે છે, તે મુકત થઈ જાય છે જે અલ્પ લાભમાજ સતુષ્ટ રહે છે જેને માયાના અદ્ભુત ભાવો સ્પર્શ ચકતા નથી, જેને માટે પલ ગ અને ભોયપથારી એક સમાન છે, જે રેશમી

વસ્ત્ર, ઘાસના કપડા, ઊની કપડા અને વલ્કલને સમાન ભાવથી દેખે છે, સંસારને પ્રાય ભૌતિક સમજે છે તથા જેને માટે સુખ દુખ, લાભ-હાનિ જય-પરાજય, ઇચ્છા ઉદ્વેગ અને ભય ઉદ્વેગ સમાન છે તે સર્વથા મુક્ત જ છે જે આ દેહને રક્ત, મળ, મૂત્ર તથા ઘણા દોષોનો ખજાનો સમજે છે અને એ વાતને નથી ભૂલતો કે ઘડપણ આવતા (શરીરમા-) કરચલીઓ પડી જશે, વાળ ધોળા થઇ જશે, શરીર નબળુ અને સૌંદર્યહીન થઇ જશે, કમર પણ વાંકી થઇ જશે, પુરુષાર્થ નષ્ટ થઇ જશે આંખોથી દેખાશે નહિ, કાન બહેરા થઈ જશે અને પ્રાણશક્તિ ક્ષીણ થઈ જશે, તે પુરુષ મોક્ષ પ્રાપ્ત કરે છે ઋષિ, દેવતા અને અસુર એ બધા આ લોકથી પરલોક સિધારી ગયા, હજારો પ્રભાવશાળી રાજાઓને આ પૃથ્વી છોડી ચાલ્યા જવુ પડ્યુ - આ વાતને જે હમેશા યાદ રાખે છે તે મુક્ત થઇ જાય છે "

—મહાભારત, શાંતિ પર્વ (ગીતા પ્રેસ) પૃ० १३८४ १३८८

બાવીસમા અરિષ્ટનેમિ થયા એ વાત શ્રીમદ્ ભાગવત (ગીતા પ્રેસ પૃ० १३७-१३८) અને સ્કંદ પુરાણ (પ્રભાસખંડ)થી પણ સિદ્ધ છે ઉપર્યુક્ત અમર ભ० અરિષ્ટનેમિના સમકાલીન રાજા ભલે છે જે સગર ચક્રવર્તીથી જુદા છે અરિષ્ટનેમિનો ઉપદેશ જૈન માન્યતાને અનુકૂળ પણ છે

કાઠિયાવાડમા પ્રભાસપટ્ટન નામક સ્થાનેથી એક તામ્રપત્ર મળ્યું છે જેને પ્રો० પ્રાણનાથે વાચી બતાવ્યુ કે, તે બાબુલ દેશના (Babylonia) સમ્રાટ્ નેબુશદનેજરનું કોતરાવેલું છે, જેમના પૂર્વજો રેવાનગરના રાજ્યાધિકારી ભારતીય હતા[१] સમ્રાટ્ નેબુશદનેજર ભારતમા આવ્યા અને ગિરનાર પર જઇ તેમણે નેમિનાથ ભગવાનની વંદના કરી પ્રાચીન કાળમા સુમેર (સો ૧૯૨)થી ઘણા જૈનો સુમેર આદિ દેશોમા જઈ વસ્યા હતા જેમકે આજે પણ લાખો જૈની

१ સંક્ષિપ્ત જૈન ઇતિહાસ (સુરત) ભા० ३ ખંડ ५ પૃ १३ १५

પ્રવાસી આફ્રિકા આદિ દેશોમા છે એથી સ્પષ્ટ છે કે તીર્થંકર નેમિની મા વના પ્રાચીન કાળમા જ દૂર દૂર દેશોમા ફેલાઇ ગઇ હતી

## ભ૦ પાર્શ્વનાથ—

ભ૦ પાર્શ્વનાથ ત્રેવીસમા તીર્થંકર હતા એમનો જન્મ આજથી લગભગ ૩૦૦૦ વર્ષો પૂર્વે બનારસમાં થયો હતો તે પણ ક્ષત્રીય રાજપુત્ર હતા સસારની અસારતા જોઇ તે સાધુ થયા અને ઘોર તપસ્યા કરી પૂર્ણ આત્મજ્ઞાની સર્વજ્ઞ થયા પછી લગાતાર ૭૦ વર્ષ સુધી વિભિન્ન દેશોમા વિહાર કરી લોકોને આત્મોન્નતિનો સાચો માર્ગ બતાવ્યો હતો પોતાના જીવનકાળમા તેમણે પૂરા સો વસતોનુ સૌરભ જોઈ નિર્વાણ પત્ની પ્રાપ્તિ કરી હતી

આધુનિક વિદ્વાનો પાર્શ્વનાથજીને ઐતિહાસિક પુરુષ માને છે[૧] તેમનુ નિર્વાણ ક્ષેત્ર અ જે પણ બિહાર પ્રદેશમા 'પારસનાથ હિલ'ના નામે પ્રસિદ્ધ છે જે તેમના ઐતિહાસિક પુરુષ હોવાની સાક્ષી આપી રહેલ છે તેમના સમયમા બનેલા એક સ્તૂપના અવશેષો મથુરામા પ્રાપ્ત થયા છે 'બૌધ્ધ સ્તૂપ વાળા લેખમા લખ્યુ છે કે તે સ્તૂપ દેવોએ બનાવ્યો હતો સ્તૂપ દેર શૈલીની કળા નદ અને મૌર્ય રાજાઓના કાળથી બહુ પહેલા પ્રચલિત હતી'[૨]

## ભ૦ મહાવીર

ભ૦ પાર્શ્વનાથના નિર્વાણથી ૨૫૦ વર્ષ પછી ક્ષત્રિયકુડ નામક બિહારના વૃજિ-ગણ-રાજ્યકીય નગરમા ભ૦ મહાવીરનો જન્મ થયો હતો તેમના પિતાનુ નામ સિદ્ધાર્થ અને માતાનુ નામ ત્રિશલા- પ્રિયકારિણી હતુ કુમાર મહાવીરે બાલ્ય કાળથી જ પોતાની વૈરાગ્યવૃત્તિ વીરતા અને વિવેકનો પરિચય લોકોને આપ્યો હતો

---

૧ અહિંસા વાણીનો ભ૦ પાર્શ્વનાથ વિશેષાંક જુઓ
૨ 'પ્રેમી અભિનદન-ગ્રથ પૃષ્ઠ ૨૭૯

તેમના સમયમા ભારતમા નાના પ્રકારે હિંસા ચાલી રહી હતી સ્ત્રીઓ અને શુદ્રોનુ દમન નિર્મમતાપૂર્વક કરવામા આવતુ હતુ આવી ભયંકર સ્થિતિને ભ૦ મહાવીરનુ કોમળ હૃદય સાંખી ન શક્યુ તેમણે ભર જવાનીમા માત્ર ત્રીસ વર્ષની અવસ્થામા રાજ્ય વૈભવને ઠોકર વી વનનો માર્ગ લીધો. જે માર્ગ પર ઋષભદેવ ચાલ્યા હતા તેજ ત્યાગ માર્ગનુ અવલંબન મહાવીરે પણ લીધુ શ્રમણ સાધુ બની તેમણે લગાતાર ૧૨ વર્ષ સુધી ઘોર તપશ્ચરણ કર્યું છેવટે તેમનો પરિશ્રમ સફળ નીવડ્યો તેમને આત્મ સાક્ષાત્કાર થયો તેઓ સર્વજ્ઞ, સર્વદર્શી જીવનમુક્ત પરમાત્મદશાના અધિકારી થયા વિશ્વગુરુ બની તેમણે ત્રીસ વર્ષ સુધી ભારતના વિભિન્ન ભાગોમા ભ્રમણ કરી અહિંસા ધર્મનો પ્રચાર કર્યો-લોકોને સમતાનો પાઠ શીખવ્યો ભ૦ મહાવીરના પ્રભાવશાળી ઉપદેશ અને ચારિત્ર્યનુ સરસ ફળ એ નીવડ્યુ કે લોકોએ પશુ હત્યા અને સુરાપાન આદિ જઘન્ય કૃત્યો છોડી દીધા, જેથી તેમના જીવન સુખી બન્યા અને જન સાધારણને શાંતિ મળી સાથે જ ધર્મ તત્વને ઓળખી લોકોએ સ્વીકાર્યું કે સઘળા આત્માઓ સમાન છે-સૌને સ્વાત્મોદ્ધાર કરવાનો અધિકાર છે એટલે સ્ત્રી વૈશ્ય શુદ્ર, આદિ બધા પ્રકાર માનવોને માનવોચિત અધિકારોના ઉપભોગનો સુઅવસર જીવનમા મળ્યો લોકો ઊંચ-નીચના અનાવશ્યક ભાવને ભૂલી ગયા. ભ૦ મહાવીરના શિષ્ય સમુદાયમા બધી જ જાતિઓ અને વર્ગોના લોકો સમ્મિલિત હતા તેમણે નાખેલા સુદૃઢ અહિંસાના પાયાને આધારે જર્જરિત જૈન ધર્મ ફરીથી સુસગઠિત થઈ ફૂલવા-ફાલવા માડ્યો

## જૈનાચારનો મૂળાધાર અહિંસા

પ્રત્યેક ધર્મના બે અંગ હોય છે (૧) આચાર અને (૨) વિચાર જૈનધર્મના આચારનો મૂળાધાર અહિંસા અને વિચારનુ મૂળ અનેકાન્તવાદ છે જૈન ધર્મે અહિંસાને માત્ર આચાર નિયમ

મા ગો હોય એમ પણ નથી તે તો જીવની સ્વાભાવિક સ્થિતિ છે આધુનિક વિજ્ઞાનવેત્તા પણ માનવ પ્રકૃતિને શાંતિપ્રિય સિદ્ધ કરે છે લોકનુ પુરાતત્ત્વ પણ એજ સાક્ષી આપે છે મિશ્ર, બાબુન અને મેર્નિ-જો ડોના પુરાતત્વમા સર્વપ્રાચીન સ્તર પર કોઇ પણ શસ્ત્ર અથવા તો અસ્ત્ર એવુ નથી મળ્યુ કે જેથી સિદ્ધ થાય કે આદિ માનવ હિંસા કરતો હતો મનુષ્યની સ્વાભાવિક શારીરિક-ગઠન અને પરંપરા એજ બતાવે છે કે મનુષ્ય અહિંસક પ્રાણી છે એનો આહાર ફળ અને શાકભાજી નક્કી છે જૈન તીર્થ કરોએ એટલા જ માટે માનવીય જીવન વ્યવહારને અહિંસા પર આધરિત કર્યો માનવ આપણા જેવા આત્માને સર્વ પ્રાણીમેમા જુએ એજ કારણ છે કે અહિંસામાં જગતના સમસ્ત પ્રાણીઓનુ સંરક્ષણ કરવાનુ સમર્થ-તત્વ રહેલુ છે 'વિશ્વના ઇતિહાસમા અહિંસાન્ત વજ્ઞાનના આદિ ઉપદેષ્ટા અને પ્રચારક જૈન તીર્થ કરો જ છે – આ વાત સમસ્ત દેશોના મહાન તત્ત્વવેત્તાઓએ સ્વીકરી છે નિસ્સંદેહ અહિંસાનો તર્ક સિદ્ધ વિશ્લેષણ અને સંપૂર્ણ વિચાર જેવો જૈન ધર્મમા કર્યો છે તેવો અન્યત્ર નથી મળતો મહાત્મા ગાંધીએ આ વાતનો સ્વીકાર કર્યો અને અહિંસાને જીવનના પ્રત્યેક ક્ષેત્રમા સાર્થક કરી બતાવ્યુ જૈનકવિ શ્રી રાયચંદજી શતાવધાની પાસેથી તેમણે અહિંસાની રહસ્યમયી શક્તિનુ જ્ઞાન કર્યું હતુ વાસ્તવમા માનવ અને પશુ પક્ષી માત્ર જ નહિ પરંતુ વનસ્પતિ, જળ, વાયુ આદિમા રહેલા જીવોની રક્ષા કરવાની શિક્ષા પણ જૈન ધર્મ આપે છે જૈન ધર્મની આ શિક્ષા માનવને કાયર નહિ પણ વીર બનાવે છે કેમકે ક્ષમા વીરેનુ ભૂષણ છે તે ક્ષમામય વીરતા જીવનમંત્રને અભય બનાવે છે– માનવમાં આત્માના વીર્યગુણનો પ્રકાશ કેલાવી તેને સાચો ક્ષત્રીય બનાવે છે પોતાના ધર્મ અને દેશની રક્ષા માટે આતતાયીઓ દ્વારા કરવામા આવેલા આક્રમણોનુ પ્રતિકાર કરવામા જૈન વીરોએ શસ્ત્ર ગ્રહણ કરી ક્ષત્રીય-તેજ પણ પ્રગટ કર્યું છે ઇતિહાસ આ વાતનો સાક્ષી છે વર્તમાન સત્યાગ્રહ યુગમા જૈનોએ

પોતાની સંખ્યાના અનુપાતથી કંઇ વધારે પ્રમાણમાં ભાગ લઇ અહિંસાની શક્તિને મૂર્તિમાન બનાવી દીધી છે અહિંસાના સત્યાગ્રહથી જ ભારત સ્વતંત્ર થયો અને હાલમાં જ અહિંસાશક્તિનો જ પ્રભાવ જોવા મળ્યો કે ફ્રેન્ચ સરકારે પ્રેમપૂર્વક પાંડીચેરી-પ્રદેશનું શાસન ભારતના અધિકારમાં આપી દીધું આ બધી વાતો પરથી એ સાર નીકળે છે કે જૈનોની અહિંસા કાયરોની નહિ પરંતુ સાચા વીરોની અહિંસા છે ભ૦ મહાવીરનો આચરણ-સિદ્ધાંત કે 'જે કમ્મે સૂરા તે ધમ્મે સૂરા' અહિંસા પર જ ટકી રહેલ છે અને જીવતો રહેશે. વિશ્વના સમગ્ર પ્રમુખ વિચારકો અહિંસાની શક્તિના ચમત્કારને માનવા લાગ્યા છે આ યુગમાં જૈન ધર્મનો એ મહાન વિજય છે

**જૈન ગૃહસ્થાચાર—**

પ્રત્યેક જૈન ગૃહસ્થ ત્રણ પ્રકાર એટલે માંસ મદિરા અને મધનો ત્યાગ કરે છે રાત્રે ભોજન નથી કરતા અને પાણી ગળીને પીએ છે જીવનમાં સ્થૂલ રૂપથી અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ પ્રમાણરૂપ પાંચ અણુવ્રતોનું પાલન કરીને આદર્શ નાગરિક બને છે એનું પાલન કર્યા વિના કોઈ જૈન કહી શકાતો નથી દરેક નાગરિક જે આપણા પર-પોતાની અનંત આત્મશક્તિ પર વિશ્વાસ લાવી ઉપર્યુક્ત મૂલગુણોને ધારણ કરે છે, તે જ આપણું અને બીજાનું (પારકાનું) આત્મકલ્યાણ કરે છે તેના સામે પંચ પરમેષ્ટિઓ-એટલે (૧) અર્હંત (૨) સિદ્ધ (૩) આચાર્ય (૪) ઉપાધ્યાય અને (૫) સર્વ સાધુને આદર્શ રહે છે તે તેમના ગુણોને પોતાનામાં વિકસાવવા માટે સવારમાં ઊઠીને ધ્યાન કરે છે ધ્યાનની સ્થિરતા માટે તે 'ણમોકાર મંત્ર'નો સહારો લે છે, જે આ પ્રમાણે છે—

णमो अरिहंताणं, णमो सिद्धाण, णमो आइरियाण ।
णमो उवज्झायाण, णमो लोए सव्वसाहूण ॥

અર્થાત્—અર્હંતોને નમસ્કાર હો, સિદ્ધોને નમસ્કાર હો,

આચાર્યોને નમસ્કાર હો, ઉપાધ્યાયોને નમસ્કાર હો તથા લોકના સર્વ સાધુઓને નમસ્કાર હો

આ મહામંત્રની મહાનતાપર ધ્યાન આપી મુમુક્ષુ પોતાના હૃદયને વિશાળ, ઉદાર અને વીર બનાવી લે છે તેને પોતાના પુરુષાર્થને વ્યક્ત કરવાની પ્રેરણા મળે છે, કેમકે આદર્શ વિચારોનો પ્રભાવ જરૂર પડે છે જિન મંદિરમા જિન મૂર્તિના નિમિત્તથી તે તીર્થંકરોના ચરિત્રને સ્મરણ કરે છે અને તેમના શાંત મુદ્રા અને દર્શના જોઈ તે પોતે આત્મ સંકેત (Auto suggestion) પામે છે કે એચિતુ તેનુ દૈનિક જીવન શાંતિ અને દર્નાથી જોડાયેલુ રહે છે તેનામા સમતા ભાવ જાગૃત હોય છે–તે સૌ જીવોને આપણા જેવા સમજી બધાની સાથે સમાનતાનો વ્યવહાર કરે છે પોતે ન્યાયથી મેળવેલા ધનથી જીવિત રહે છે અને બીજાને જીવવા દેવામા સહાયક થાય છે દિવસમા સાત્વિક ભોજન કરે છે, પાણી ગળીને પીએ છે કમાણીનુ ચતુર્થાંશ આહાર, ઔષધિ, જ્ઞાન અને અભયદાનમા ખર્ચે છે જૈન ગૃહસ્થો પશુઓ માટે પણ ચિકિત્સાલયો બનાવડાવે છે સાંજના ફરી સામાયિક કરે છે જુગાર, ચોરી, શિકાર, વેશ્યા આદિના વ્યસનોથી દૂર રહે છે બધા ભણેલા–લખેલા અને સ્વાધ્યાય શીલ હોય છે એટલે જ જૈનો આદર્શ નાગરિક જોવામા આવે છે આ જૈન ગૃહસ્થાચારની વિશેષતા છે

## અનેકાન્તવાદ—

તત્ત્વ જ્ઞાનના ક્ષેત્રમાં જૈન ધર્મદ્વારા આપેલી અનેકાંત સિદ્ધાન્તની પુંજી અભૂતપૂર્વ અને અદ્વિતીય છે આ મનુષ્યોના હૃદયને વિશાળ અને દૃષ્ટિને નિર્મળ કરી વિષમતા અને વિદ્વેષને નષ્ટ કરે છે પરસ્પર અસહમત જેવા દેખાતા તથ્યોનુ સમન્વય કરાવવા માટે અનેકાંત અચૂક છે કોઈપણ વસ્તુ અથવા મતનુ સાચુ સ્વરૂપ જાણવા માટે બધી જ દૃષ્ટિએ વિચાર કરી સત્યની પ્રાપ્તિ કરી લેવી આ સિદ્ધાંતની

વિરોધના છે પરસ્પર વિરોધી એ વિધાનોમાથી પ્રત્યેક વિધાનમા રહેલા સત્યના અંશને બતાવી તેમનું સમન્વય કરાવી દેવા જેવી કઠિન સમસ્યાનો હલ માત્ર અનેકાંત વડે જ થઈ શકે છે એનુ તાત્ત્વિક વિવેચન ઘણુ ઊંડુ છે, પણ સમજવા માટે કઠિન નથી સામાન્ય રીતે એક વ્યક્તિને કોઈ કહેશે કે, તે બાપ પણ છે અને બેટા પણ છે તો તે લડી પડશે પરતુ તેને અનેકાતની અપેક્ષા યુક્ત પધ્ધતિથી સમજાવવામા આવે તો તે સ્વીકારી લેશે કે, પોતાના પિતાની અપેક્ષા તે પુત્ર છે અને પોતાના પુત્રની અપેક્ષા પિતા છે તેના વ્યક્તિત્વમા દેખાતાં એ વિરોધી જેવા ગુણ અપેક્ષાથી સત્ય સિધ્ધ થાય છે અનેકાત તત્ત્વ તેમના સત્ય સ્વરૂપને બતાવી સમન્વય દષ્ટિ આપે છે આ સિધ્ધાન્તના અનુસાર મુખ્યત્વે સાત પ્રકારના દષ્ટિકોણથી કોઈપણ તાત્ત્વિક પ્રશ્નના સમાધાન કરવાની પધ્ધતિને 'સપ્તભંગનય પ્રધાન સ્યાદ્વાદ સિધ્ધાત' કહે છે એ સિધ્ધાન્તના કારણે કોઈપણ વિચારધારાને વિવેચનાત્મક રીતિથી સમજી લેવાની સહિષ્ણુતા અને તેમા રહેલા સત્યાશને ગ્રહણ કરવાની તત્પરતા જૈન ધર્મના અનુયાયીઓમા આજે પણ વિદ્યમાન છે અમેરિકાના વિદ્વાન પ્રો. ડૉ બ્રાઉ વિગેરે સ્યાદ્વાદ સિધ્ધાતને વિશ્વશાંતિ માટે પરમાવશ્યક બતાવે છે અને કહે છે કે જૈનો અહિંસા સિવાય અનેકાતનો પણ પ્રચાર કરે

## જૈન તત્ત્વજ્ઞાન—

જૈન તત્ત્વજ્ઞાન સીધુ સરળ વિજ્ઞાનસિદ્ધ છે સાધારણ વ્યક્તિ પણ તેને સમજી શકે છે અને વિદ્વાન તેના અધ્યયનમા આખુ જીવન ગાળી શકે છે, એટલુ સરળ અને ગહન પણ છે જૈન ધર્મ માને છે કે,વિશ્વમા બે દ્રવ્ય (૧) જીવ-ચેતન અને (૨) અજીવ-જડ મુખ્ય છે એ બને દ્રવ્યોને એક બાળક પણ પોતાની આખે મોજુદ દેખી શકે છે વિદ્વાન લોકો જૈન શાસ્ત્રોનુ અધ્યયન કરે તો જાણશે

કે, એ બને દ્રવ્ય અનાદિ છે, એમને કોઇએ ઉત્પન્ન કર્યાં નથી અને એમનો કોઇ દિવસ નાશ પણ થતો નથી જેમા જાણવા અને દેખવાનો ચેતનભાવ મોજુદ રહે છે તે જીવ છે અને જે અચેતન છે-જડ છે તે અજીવ છે મનુષ્ય, ઘોડા, હાથી, કીડી વિગેરે ચેતન-જીવ છે અને ટેબલ, મેજ, ખુરશી, હવાઈ જહાજ વિગરે અજીવ છે આ બને દ્રવ્યો પોતાના સ્વભાવને કોઈ વખત નથી છોડતા જીવ પોતે પોતાના કર્મોનો કર્તા અને એ ક્તા છે-તે સ્વાધીન છે, કોઇને આધીન નથી આત્મસ્વાતન્ત્ય તેનો સ્વાભાવિક ગુણ છે, પરન્તુ જીવના ગુણોથી અજીવના ગુણો જુદા અને વિરોધી છે, એજ કારણ છે કે, જીવનો સબધ અનાદિ કાળથી અજીવના સાથે હોવાથી જીવના ગુણોનો પૂર્ણ વિકાસ નથી થતો તે અપ્રગટ રહે છે આ અનાદિ સબધતા કારણેજ જીવને સસારની ગતિઓમાં ભટકવુ પડે છે અને અજ્ઞાન-દુખ કલેશ આદિ રોગોના વશીભૂત થવુ પડે છે તે જેવુ બીજ વાવે છે તેવુ ફળ ભોગવે છે જડના સયોગથી તે શરીરના મોહમા ફસાય છે અને ઇચ્છાઓનો શિકાર થાય છે

## કર્મ સિધ્ધાંત —

જૈન કર્મ સિધ્ધાન્ત જીવની સસાર-બધનની દશાનુ ઠીક જ્ઞાન કરાવે છે જૈનોની દષ્ટિમા 'કર્મ' તે માત્ર મન વચન-કાયાની ક્રિયા જ નથી, તે એક તાર્ત્વિક-સત્ય (Reality) છે જ્યારે જીવ ઇચ્છાઓને વશીભૂત થય છે ત્યારે તેનામા મનોયોગથી ઉત્તેજનાની લહેર (Mental Sensation) દોડી જાય છે, જેના લીધે મનના વિચાર-કણો (Molecules) મા યોગક્રિયા (Mental Vibration) થાય છે તે મનોયોગના અનુરુપજ વચન વર્ગણાઓ (Vocal Molecules) નો પ્રયોગ અને શરીરની ક્રિયા થાય છે જો આ યોગ ક્રિયા હિંસાદિ પાપરૂપ હોય છે તો અશુભ કર્મોનુ આસ્રવ અને બધ કરાવે છે અને કદાચિત્ તે દયા ક્ષમા આદિ પુણ્યરૂપ હોય છે

તો શુભ કર્મોને જમાવે છે આ કર્મ એક પ્રકારનો સૂક્ષ્મ પુદ્ગલ (Matter) હોય છે, જેમાં સુખ દુઃખ આપવા કમરૂપ થવાની શક્તિ મોજુદ છે મન-વચન-કાયની યોગ ક્રિયાના અનુસારે આ કર્મ-પુદ્ગલ બહારથી ખેંચાઇ જીવની સાથે અમુક સમય (કાલ-વિશેષ) માટે બંધાઈ જાય છે અને ઉદયમાં આવી સુખ દુઃખનું કારણ બને છે સંવરનો અભ્યાસ કરી-ઇચ્છાનો નિરોધ કરી આ જીવ કર્મ-વર્ગણાઓના માર્ગને રોકી દે છે, અને પછી તપ અને ધ્યાનના આશ્રયે સંચિત કર્મોની નિર્જરા કરી દે છે કર્મ બંધનો અભાવ થયા પછી જીવ શરીર અને તેના દુઃખોથી મુક્ત થઈ જાય છે આ પ્રમાણે જૈન કર્મ સિધ્ધાંત આણુવિક વિજ્ઞાનશૈલી (atomical system) પર આધારિત એક તાત્વિક તથ્ય છે અને બીજા ધર્મોની માન્યતાથી વિલક્ષણ (જુદા પ્રકારનો) છે તે શીખવે છે કે સંસાર બંધનથી મુક્ત થવા માટે કામ ક્રોધ મોહ, માયા આદિ દોષોનો ત્યાગ કરો અને અહર્નિશ સમતા અને સંતોષમય જીવન-વ્યવહાર બનાવવાની કોશિશ કરો, જેથી વીતરાગભાવ જાગૃત થાય અને દર્શન જ્ઞાન, આનંદ તથા વીર્ય ગુણ વિકસિત થઈ જાય આ સત્પુરુષાર્થ છે-સાચો શ્રમ છે અને એજ ધર્મ છે આ પ્રયાસનું અંતિમ ફળ મોક્ષ છે એટલે પ્રત્યેક જીવ પોતે પોતાના સારા કૃત્યોથી આત્મોન્નતિ કરતો થઈ મોક્ષને પામી લે છે તેને કોઇ બીજાની કૃપાની આવશ્યકતા નથી-જૈન ધર્મના આ ઉદ્દેશ કથન છે એ કારણે જ કર્મવાદને જૈન ધર્મમાં એક વિશિષ્ટ સ્થાન આપવામાં આવેલ છે કર્મોની સૂક્ષ્મ વિવેચના જૈનશાસ્ત્ર અધ્યયનથી જ જણાય તેમ છે

**અ-કર્તૃત્વવાદ —**

જૈન ધર્મ અકર્તૃત્વવાદને માને છે, કોઈ મનુષ્ય જીવનનું જે અંતિમ ધ્યેય 'મુક્તિ' છે તે પ્રત્યે

કરવાનું હોય છે એટલે જૈનો માને છે કે કોઇ ઇશ્વર અથવા દેવી-દેવતાઓ મનુષ્યને મુક્તિ નથી આપતાં અને ન જ કોઇએ આ જગતની ઉત્પત્તિ—રચના કરી છે આ પ્રમાણે જૈન ધર્મમાં પરમેશ્વર પરમપદના બોધક છે—તે એક આદર્શ માત્ર છે-તે સૃષ્ટિના નિર્માતા અથવા સૃષ્ટિ નિયંતા નથી મોક્ષ પામેલી સંસારી જીવ જ પરમેશ્વરના પરમપદને પામી લે છે-એવી જૈન ધર્મની દૃઢ માન્યતા છે જે માનવને સ્વાવલંબી અને સમ્યક્દૃષ્ટા બનાવે છે જીવની આત્મોન્નતિ-સૂચક પ્રગતિનું માપ રાખવાનો ઉપાય પણ જૈન ગ્રંથોમાં બતાવ્યો છે, જે "ચૌદ ગુણસ્થાન' ના નામથી કહેવાય છે કોઇપણ પ્રાણી આ આત્મોન્નતિના પવિત્ર માર્ગ પર ચાલવા માટે સ્વતંત્ર છે

## સંસ્કૃતિ અને સાહિત્ય—

જૈન સંસ્કૃતિનો ઇતિહાસ અત્યંત ગૌરવશાળી છે તેનો આધાર અહિંસા છે અને તેનો પ્રકાશ આધ્યાત્મિકતાની સાથે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં વ્યાપ્ત છે એજ કારણ છે કે, જૈન સંસ્કૃતિએ જૈનોને પ્રત્યેક ક્ષેત્રમાં આગળ વધાર્યા છે સાહિત્ય-કલા વિચાર વિજ્ઞાન આદિ બધા સાર્વજનિક સર્જનોમાં જૈનોની કૃતિઓ મહતી અને મૌલિક રહી છે સાહિત્યને જુઓ તો અપાર સાગર જ રેલી રહ્યો છે જેમાં તત્ત્વ જ્ઞાન, ધર્મ-પુરાણ કથા, નાટક, કાવ્ય, વ્યાકરણ, કોષ, જ્યોતિષ, ગણિત, કલા ઇતિહાસ, ખગોલ આદિ બધા વિષયોના રત્નો ચમકી રહ્યા છે જૈન સાહિત્યકારોએ પોતાના લેખન વડે એવી અભૂતપૂર્વ ચમત્કારિક રચનાઓ કરી છે કે, જેથી સાહિત્ય સમૃદ્ધિની ટોચ પર જઇ બેઠું છે અને ખૂબી એ છે કે, તેઓ એક ભાષા સુધી સીમિત ન રહ્યા જૈન સાહિત્યકારોએ સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, રાજસ્થાની, ગુજરાતી હિન્દી કન્નડ તામિલ આદિ ભાષાઓને એવું જીવન આપ્યું છે કે જે ચિરકાળ સુધી અમિટ છે હાલ સને ૧૯૫૩ માજ

દક્ષિણ ભારતમાંથી 'ભૂવલય' નામનો ગ્રંથ મળી આવ્યો છે જે અદ્ભૂત અને અપૂર્વ છે—તે એક ગ્રંથમાંજ વિશ્વનું સંપૂર્ણ જ્ઞાન ભરેલું છે વિદ્વાનો તેના અધ્યયનમાં લાગેલા છે નિ:સંદેહ સાહિત્યના સર્જન, સંરક્ષણ અને પ્રચાર કાર્યમાં જૈન સમાજ અગ્રગણ્ય રહ્યો છે ભારતની મહાન્ રચનાઓને જૈન ભંડારોમાં સુરક્ષિત રાખવામાં આવી છે જેસલમેર, ખંભાત, નાગૌર આદિના ભંડારો તેના સાક્ષી છે જે ભંડારોમાં ત્રીસ લાખથી વધુ હસ્તલિખિત ગ્રંથો મોજુદ છે હાલમાં શ્રીમાન્ વિજયેન્દ્રસૂરિજીએ થોડાક હસ્તલિખિત સોનેરી ગ્રંથો રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રબાબુને દેખાડ્યા તો તેઓ આશ્ચર્યચકિત થઈ ગયા સન ૧૯૫૩ માં અ. ભારતીય પ્રાચ્ય વિદ્યા પરિષદના અધિવેશન પ્રસંગે અમદાવાદના ટાઉન હૉલમાં જે સાહિત્ય અને કળાનું પ્રદર્શન થયું હતું તેમાં જૈનોના હસ્તલિખિત ગ્રંથોને જોઈ લોકો મુગ્ધ થઈ ગયા હતા ભારતની તે અમૂલ્ય નિધિ છે ઇતિહાસ માટે 'પરિશિષ્ટ પર્વ' જેવા અનેક ગ્રંથો ઉપલબ્ધ છે

### જૈન કળા—

જૈન ધર્મનું પ્રધાન લક્ષ્ય જીવોનો ઉદ્ધાર કરવાનો છે, અથવા એમ કહો કે, જીવોદ્ધાર માટે કરેલા સત્ય પ્રયત્નોનું નામજ જૈન ધર્મ છે એજ કારણ છે કે, કળાની પરિભાષા જે 'सत्यं शिवं सुंदरं' કરવામાં આવે છે તે જૈન કળામાં સુઘટિત થાય છે નિ:સંદેહ ભારતીય કળામાં જૈન કળાનું પોતાનું વિશેષ સ્થાન છે જૈનોની મૂર્તિકળા અને સ્થાપત્ય કળા, તક્ષણ કળા અને ચિત્ર કળા તથા અન્ય બધી કળાએ સુંદર હોવાની સાથે-સાથે સત્યના દર્શન કરાવવાની પ્રેરણાથી પરિપૂર્ણ અને જીવોનું કલ્યાણ કરવામાં સાધક છે જૈન ધર્મ નિવૃત્તિપ્રધાન ધર્મ છે, એટલેજ પ્રારંભથી માંડી આજસુધી તેના મૂર્તિવિધાનમાં માત્ર એક વીતરાગ ભાવનાજ દર્શન થાય છે ભલે નંદ અથવા મૌર્યકાળની અગર તો કુશાનકાળ ?

જૈન પ્રતિમાઓને લ્યો અને તુલના કરો તો આજે પણ જૈન પ્રતિમાઓથી તે ઘણુ કરીને મળતી આવે છે તીર્થંકરોની મૂર્તિઓ ને તેમના ચિન્હોથી ઓળખવામા આવે છે ભલે તે ખડ્ગાસન હોય અથવા તો પદ્માસન હોય

જૈનોના શિલ્પકળા જેવી સત્ય, સુન્દર અને શિવરૂપ મનોજ્ઞ છે ઠીક તેવી જ તેમની સ્થાપત્યકળા છે તે પણ અનુપમ અને ઉત્કૃષ્ટ છે દક્ષિણમા મૈસૂર રાજ્યના અન્તર્ગત હલેબિડ અથવા શ્રવણબેલગોલના જિનમંદિરો અને ઉત્તરમા આબૂ પર્વત પર દેલવાડાના જૈન મંદિરો જૈન વૈભવની ગૌરવગાથા અને ભારતના સાંસ્કૃતિક અભ્યુદયની કથા આજે પણ વિશ્વને સંભળાવી રહ્યા છે ધરાતળથી ૮૦ ફુટ ઊંચાઈ પર નિમ્નતળથી ટોચ સુધી સરસ નકશી અને સજાવટથી સુશોભિત છે જૈન સ્થાપત્યકળાના સમ્બન્ધમા ફ્રેંચ કલાવિદ્ ગ્યૂરિનો (Guirenot) એ પોતાના પુસ્તક ( La' Religioni Jaina') મા લખ્યુ છે કે નિર્માણકર્તાને સ્થાપત્યકળાના ક્ષેત્રમા જૈનોએ એવી પૂર્ણતા પ્રાપ્ત કરી છે કે ભાગ્યેજ કોઈ તેમની સરખામણી કરી શકે!" ભારતના પુરાતત્ત્વમા સૌથી પ્રાચીન ઉલ્લેખ તે જૈન સ્તૂપનો છે કે જે મથુરામા ભ૦ પાર્શ્વનાથના સમયમા બન્યુ હતુ, અને દેવકળા પ્રકૃતિનુ બનેલુ મનાતુ હતુ

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી રાવળનુ કથન છે કે "ભારતીય કળાનો અભ્યાસી જૈન ધર્મના અધ્યયનની જરાપણ ઉપેક્ષા નથી કરી શકતો મને તો જૈનધર્મ કળાનો મહાન આશ્રયદાતા, ઉદ્ધારક અને સંરક્ષક માલુમ પડે છે" આજે પણ જૈન સ્થાપત્યકળાના ઉત્કૃષ્ટ નમૂનાઓ બુંદેલખંડના ખજુરાહો, દેવગઢ આદિના પુરાતત્વમા લખનઉ અને અલ્હાબાદના સંગ્રહાલયોમા ગ્વાલિયરના પ્રસિદ્ધ પહાડી કિલ્લામા, ઓરિસ્સામા ઉદયગિરિ-ખંડગિરિની ગુફાઓમા, દક્ષિણના તિરુમલય અને સિત્તનવાસલના ગુહામંદિરોમા રાજસ્થાનમા રાણકપુર, ભાનુગઢ અને ચિતોડના મંદિરો અને કીર્તિસ્તંભોમા, ગુજરાતમા

ગિરનાર અને આબુના મંદિરો તથા અન્ય અનેક સ્થાનોપર મળી રહ્યા છે જે જૈનકળાની અદ્વિતીયતાને સિદ્ધ કરે છે શ્રવણબેલગોલમાં સત્તાવન ફુટ ઉંચી એક અખંડ પાષાણની વિશાળકાય મૂર્તિ વિશ્વના આશ્ચર્યોમાં એક છે આબુના એ તાકાઓમાં જ કળાનું મુક્તનર્તન માનવને શંકામાં મૂકી દે છે કે શું તે દેવ-કિન્નરોની કૃતિ છે!

## જૈન તીર્થ અને પર્વ—

જૈન શ્રમણોએ પર્વતશૃંગો અને ઉપત્યકાઓમાં પ્રકૃતિના રમ્ય સ્થાનોને પોતાની તપસ્યા અને ધ્યાનથી પાવનપૂત બનાવી દીધા છે—એ સ્થાનો અતિશય પૂર્ણ પ્રેરણાપ્રદ તીર્થ બની ગયા છે તીર્થંકરોના ગર્ભ-જન્મ-તપ-જ્ઞાન અને નિર્વાણ કલ્યાણક-સ્થાન તીર્થ મનાય છે મોક્ષસ્થાન સિદ્ધક્ષેત્ર કહેવાય છે, એમના સિવાય તે સ્થાનો પણ તીર્થ મનાય છે કે જ્યાં કોઈ સાધુએ ઉપસર્ગ સહન કરી કર્મોની નિર્જરા કરી હોય અથવા જ્યાં અદ્ભુત કળામય મંદિર અને મૂર્તિ હોય. આ તીર્થોમાં જૈનોનું આદિ તીર્થ કૈલાસ પર્વત છે જ્યાં ઋષભદેવે તપ કર્યું અને મોક્ષ સુખ પામ્યા ત્યાં ભરત ચક્રવર્તીએ ૭૨ જિનમંદિર બનાવ્યા હતા કાળની વિષમતામાં આજે તે તીર્થ અગમ્ય થઈ રહ્યું છે એમ તો જૈનોના તીર્થ સમસ્ત ભારતમાં બનાયેલા છે, પરંતુ તેમાં બહુ પ્રસિદ્ધ તીર્થો નિમ્નપ્રકારે છે —

(૧) સમ્મેદ શિખર —(પારસનાથ હિલ) બિહારના હજારીબાગ જિલ્લામાં છે જ્યાંથી વીસ તીર્થંકરો અને અગણિત મુનિઓ મુક્ત થયા છે આ જૈનોનું શાશ્વત તીર્થ છે એવી જ રીતે અયોધ્યા શાશ્વત નગર છે જ્યાં અનેક તીર્થંકરોના ગર્ભ-જન્મ આદિ કલ્યાણકો થયા છે

(૨) પાવાપુર —બિહારમાં બીજું પ્રધાનતીર્થ ભ૦ મહાવીરની નિર્વાણ ભૂમિ પાવા છે અહીંનું જલમંદિર બહુ રમણીય છે

(૩) રાજગિરિ —પાવાપુરના નજીક આ પંચશૈલ પર્વત

અતરિયન છે એ સિવાય ચપાપુર, મહારગિરિ વિગેરે અનેક તીર્થો બિહારમા બીજા છે

(૪) ખ ડગિરિ-ઉદયગિરિ — ઓરિસામા જૈનોનુ પ્રાચીન અતિશય પૂર્ણ તીર્થ છે

(૫) ઉત્તર પ્રદેશમા અયોધ્યા, પ્રયાગ, બનારસ, શ્રાવસ્તી, હસ્તિનાપુર, કમ્પિલા, મથુરા, શૌરીપુર આદિ પ્રસિદ્ધ જૈન તીર્થો છે

(૬) રાજસ્થાનમા આબુ, મહાવીરજી (જયપુર), કેશરિયાનાથ-ઋષભદેવ (ઉદયપુર) આદિ પ્રસિદ્ધ તીર્થો છે

(૭) મધ્યભારતમા-ઉજ્જૈન, ઊનપાવાગિરિ, સિદ્ધવરકૂટ આદિ છે

(૮) મુબઇ પ્રાતમા-પાનાગ., ગજપથ, કુથલગિરિ, માગીતુગી, બાહુબલિ આદિ તીર્થો છે

(૯) ગુજરાતમા-પાલીતાણા શત્રુજય, ગિરનાર, તારગા આદિ પ્રમુખ તીર્થો છે

(૧૦) મધ્યપ્રદેશમા-ચદેરી, દ્રોણગિરિ, અતરીક્ષ-પાર્શ્વનાથ, પપૌરાજી, નૈનાગિરિ આદિ અનેક તીર્થો છે

(૧૧) સુદૂર દક્ષિણમા શ્રવણબેલગોલ, વેણૂર, કારકલ, મૂડબદ્રી, હુમચા, હલેબિડ આદિ અનેક દર્શનીય તીર્થો છે

**પર્વ —**

જૈનોના પર્વો અને તહેવાર ધાર્મિક અને ઐતિહાસિક છે ખ ડ પ્રલય પછી જ્યારે સૃજન અને નિર્માણનુ કાર્ય પ્રારભ થયુ ત્યારે માનવના પૂર્વજે ધર્મારાધનાનુ અનુગાન કર્યું, જે પર્યુષણ-પર્વ કહેવાયુ, એને દશલાક્ષણિક-પર્વ પણ કહે છે આ પર્વ ભાદરવાના શુક્લ પક્ષમા પાચમથી પુનમ સુધી ઉજવાય છે એમા વ્રત

અને ઉપવાસાદિ ધાર્મિક ક્રિયાઓ અને ઉત્સવો કરવામાં આવે છે એની અંદર જ સુગંધ દશમી અને અનંત ચતુર્દશીના વ્રતો પણ આવી જાય છે, એના અંતમાં ક્ષમાવણી-પર્વ (The Day of Universal Forgiveness) આશ્વિન પ્રતિપદા (આસો વદ ૧) ને મનાવવામાં આવે છે જેમાં કરેલા પાપો અને ભૂલોની આલોચના અને પ્રતિક્રમણ કરવામાં આવે છે અને સૌથી ક્ષમા કરવા-કરાવવામાં છે- ચિત્તશુદ્ધિ અને પારસ્પરિક સૌહાર્દનો આ સુંદર તહેવાર છે અ૦ વિશ્વ જૈન મિશન દ્વારા જ્યારે આ પર્વ પહેલ-વહેલુ જર્મનીના બૅડગોડેસબર્ગ નગરમાં ઉજવવામાં આવ્યુ ત્યારે લોકો બહુ પ્રભાવિત થયા અને કહેવામાં આવ્યુ કે, સમસ્ત યુરોપમાં પણ આ (પર્વ) ઉજવાવવું જોઈએ જૈન પર્વોની વિશેષતા માત્ર સારૂં સારૂં ખાવા-પીવા અને એશ-આરામ કરવા માટે જ નથી પરંતુ એનું વિશેષ મહત્ત્વ આત્મશોધ તથા ચિત્તશુદ્ધિના પ્રયાસમાં રહેલુ છે

ધાર્મિક તહેવારોમાં અષ્ટાન્હિકા પર્વનુ પણ વિશેષ મહત્ત્વ છે આ પર્વ વર્ષમાં ત્રણ વાર અષાડ, કાર્તિક અને ફાગણ માસના અન્તિમ આઠ દિવસોમાં ઉજવાય છે આઠ કર્મ જીવને દુઃખ આપવા વાળા છે, તેમને મટાડી આઠ આત્મગુણોની પ્રાપ્તિ કરવા સત્પુરુષાર્થ કરવો એ આ પર્વનું ધ્યેય છે

ધાર્મિક હોવાની સાથે-સાથે જેમનુ પોતાનું ઐતિહાસિક મહત્ત્વ પણ છે, એવા પર્વોમાં (૧) અક્ષય તૃતીયા (૨) શ્રુત પંચમી (૩) શ્રાવણી પ્રતિપદા વીરશાસન જયંતિ (૪) ઋષભ જયંતિ (૫) મહાવીર જયંતિ (૬) રક્ષા બંધન અને (૭) વીર નિર્વાણ દિવસ-દીપાવલી ઉલ્લેખનીય છે ચૈત્ર સુદી તેરસના દિવસે મહાવીર જન્મ દિવસ ઉજવવામાં આવે છે ઋષભ જયંતિ એનાથી કંઈક પહેલા થાય છે વૈશાખ સુદી ૩ ના રોજ હસ્તિનાપુરમાં શ્રેયાંસ રાજાએ ભગવાન

ઋષભને ઇક્ષુ રસ (શેરડીનો રસ) આહારમાં આપ્યો હતો, જેના ફળસ્વરૂપ શ્રેયાંસ અક્ષયનિધિના અધિકારી થયા એટલે જ આ "અક્ષય તૃતીયા પર્વ" કહેવાયું જેઠ સુદી પંચમીના દિને પહેલ-વહેલા જૈન શ્રુત લિપિબદ્ધ કરવામાં આવ્યું તેથી તે 'શ્રુત પંચમી' કહેવાય છે શ્રાવણ પ્રતિપદા (શ્રાવણ વદી ૧)ના રોજ ભ૦ મહાવીરનો પહેલો ઉપદેશ થયેલો—એટલે આ ધર્મચક્ર પ્રવર્તન તિથિ વીર શાસન જયંતિ ના રૂપમાં મનાય છે શ્રાવણી પૂર્ણિમાના રોજ 'રક્ષા બંધન પર્વ' વાત્સલ્ય ધર્મના આદર્શને મૂર્તિમાન બનાવવા માટે હોય છે, એ દિવસે શ્રી. વિષ્ણુકુમાર મુનિએ બલિને હિંસાના માર્ગથી હટાવી અને સાતસો મુનિઓની રક્ષા કરી વાત્સલ્યતા દેખાડી હતી જૈનોમાં 'દીવાળી'નું વિશેષ મહત્ત્વ છે કાર્તિક વદ અમાવાસ્યા (ગુજરાતી આસો વદ અમાસ)ની સવારમાં ભગવાન મહાવીરે મુક્તિ પદ મેળવ્યું હતું—તેથી આ નિર્વાણ દિવસ ખૂબ ઉત્સાહ પૂર્વક ઉજવવામાં આવે છે

આ તીથી અને પર્વોનો પ્રભાવ જૈન-જીવન પર સ્પષ્ટ છે-એનાથી આત્મશોધન અને સત્પુરુષાર્થની પ્રેરણા મળે છે એ કારણથી જ જૈનોમાં ચારિત્ર્યની ઉજ્જ્વળતા જોવા મળે છે

## ભારત અને ભારતની બહાર જૈન ધર્મનો પ્રચાર

ભ૦ મહાવીરની શિક્ષાનો પ્રભાવ માનવ માત્ર પર પડયો હતો અહીં સુધી કે તેનો પ્રભાવ ભારતના અનેક રાજ્કુળો પર પણ હતો ભારતના પ્રાચીનતમ ઐતિહાસીક નરપતિ શ્રેણિક બિંબસાર, અજાતશત્રુ, નંદવર્દ્ધન, ચંદ્રગુપ્ત મૌર્ય આદિ જૈન ધર્મના અનન્ય ભક્ત અને પોષક હતા ભ૦ મહાવીરના નિર્વાણ પ્રાપ્ત કર્યા પછી પણ ભદ્રબાહુ, સિદ્ધસેન, કુંદકુંદ હેમચંદ્ર આદિ એવા મહાન જૈનાચાર્યો થયા કે, જેમનો પ્રભાવ તત્કાલીન રાજવંશો પર અપૂર્વ હતો એજ કારણ છે કે ઉપરાંત કાળમાં પણ જૈન ધર્મ ફૂલતો-ફાલતો રહી

ભારતના ખૂણા-ખૂણામાં તે પહોંચ્યો હતો—બંગાળ, બિહાર, ઓરીસ્સા, ઉત્તર ભારત, મધ્યપ્રદેશ રાજસ્થાન, ગુજરાત, પંજાબ, કાશ્મીર અને દક્ષિણના ચેર-ચોલ અને પાંડ્ય મંડળોમાં જૈન ધર્મ એ રાજા અને પ્રજાનો ધર્મ રહી ચૂક્યો છે એ દેશોમાં જૈન ધર્મનું પ્રાબલ્ય હતું, અને એમના અનેક રાજા, મંત્રી, સેનાપતિ આદિ જૈન હતા જેમના સંરક્ષણ અને શાસનમાં જૈન ધર્મ ઉન્નતિની ચરમ સીમા પર પહોંચ્યો હતો એમનો વિશેષ પરિચય અન્યત્ર વાંચો[1] અહીંયાં તો થોડાકનો જ ઉલ્લેખ કરવો યોગ્ય છે, જેમકે મગધમાં શિશુનાગ વંશના સમ્રાટ શ્રેણિક બિંબસાર ભ૦ મહાવીરના અનન્ય ભક્ત હતા વૈશાલીના વજ્જિગણતંત્ર સંઘના અધ્યક્ષ ચેટક નરેશ ભ૦ મહાવીરના મામા (માતાના પિતા) હતા મૌર્ય વંશમાં સમ્રાટ ચન્દ્રગુપ્ત અને સમ્રાટ સમ્પ્રતિ જૈન ધર્મના અત્યંત શ્રદ્ધાળુ હતા, તેમણે જૈન ભિક્ષુઓને પ્રચાર કરવા માટે અરબ, ઈરાન, તુર્કસ્તાનમાં મોકલ્યા હતા. સમ્રાટ અશોક જૈન ધર્મની અહિંસાથી પ્રભાવિત થયા હતા અને જૈન સંધુઓને માટે તેમણે ગુફા મંદિર બનાવ્યા હતા* ઇંડોગ્રીક રાજાઓના આતંકથી જેમણે ભારતને મુક્ત કર્યો તે કલિંગ ચક્રવર્તી એલ ખારવેલ પણ જૈન હતા દક્ષિણ ભારતમાં પ્રારંભિક ચેર, ચોલ અને પાંડ્ય નરેશ જૈન ધર્મના શ્રદ્ધાળુ હતા—તે પછી ત્યાંના રાષ્ટ્રકૂટ પલ્લવ, આંધ્ર, ચાલુક્ય, ગંગ, હોય્સલ, શિલાહાર આદિ રાજવંશોના મહાન્ જૈન રાજાઓની પરંપરા કેટલીય શતાબ્દિઓ સુધી અબાધિત રૂપે ચાલી હતી ગુજરાત અને રાજસ્થાન પર મુસ્લિમ સત્તાનો અધિકાર થતા સુધી એ પ્રાંતોના અનેક રાજા રાજમંત્રી કોષાધ્યક્ષ, સેનાપતિ, દંડનાયક આદિ જૈન જ હતા, જેમાં રાજર્ષિ કુમારપાળ,

---

1 સાઉથ ઇન્ડિયન 'જૈનીઝમ ઇન નોર્થ ઇંડિયા'—સાલેતોરેની મેડિયેવલ જૈનીઝમ — શ્રી કામતાપ્રસાદ જૈનના 'સંક્ષિપ્ત જૈન ઇતિહાસ' (સુરત) ના સાત ભાગ વાંચો

* અશોક ઔર જૈન ધર્મ નામક ટ્રેક્ટ વાંચો

મહામંત્રી ચામુંડરાય, ઉદયન, વિમલ વસ્તુપાલ તેજપાલ આદિ સુપ્રસિદ્ધ છે કર્ણાટકના જૈન મહામંત્રી અને સેનાપતિ ઇરુગપ્પ, ચામુંડરાય, ગંગ આદિ આજે પણ એ વાતની સાક્ષી આપે છે કે, કર્ણાટકના સામૂહિક જીવનને સમુન્નત બનાવવામાં જૈન ધર્મનો મજબૂત હાથ હતો.

જૈન શ્રમણ અને શ્રાવક અહિંસાના સંદેશને લઇ ભારતની બહાર યૂનાન, અરબ, ઇરાન, ચીન, મિશ્ર લંકા આદિ દેશોમાં ગયા હતા. આ દેશોમાં જૈન શ્રમણોના સંઘ અને વિહારોનો ઉલ્લેખ મળે છે.[1] ભારતમાં જે વિદેશી ઇંડોગ્રીક હૂણ શક આવ્યા તેમનામાં પણ જૈન ધર્મ માન્ય થયો. પચિંમત જૈનોની પ્રતિષ્ઠિત કરાવેલી જૈન મૂર્તિઓ મથુરામાંથી મળી આવી છે નહપાન અને રુદ્રસિંહ જેવા નરેશો જૈન પ્રતીત થાય છે. મથુરાના પુરાતત્ત્વથી સિદ્ધ છે કે, જૈન ધર્મે ગંધી, માલી, નટ, નર્તક આદિ નિમ્ન વર્ગોનું પણ આત્મહિત સાધ્યું હતું. ચાંડાલ પણ જૈન ધર્મની શરણમાં આવી અહિંસક બન્યા હતા.

ભારતમાં આર્યોના આગમન થયા પહેલા જે દ્રાવિડો અને ઇક્ષ્વાકુ આદિ લોકો અહીં વસતા હતા. એમના ધાર્મિક વિશ્વાસ અને સમાજ વ્યવસ્થા જૈન સંસ્કૃતિના આધાર પર ચાલતાં હતા. અહિંસા, સત્ય દયા, પ્રેમ આદિ સિદ્ધાંત તેમને સ્વીકાર હતા—દ્રાવિડ ભાષાનો આદિ ગ્રંથ 'થોલ્કાપ્પિયમ્' જૈન મતાનો જ પ્રતિપાદક છે. નિ:સંદેહ દ્રાવિડ આદિ પ્રાચીન જૈન ધર્મના અનન્ય ભક્ત હતા. દ્રાવિડ રાજાઓએ મુનિ વેશ ધારણ કરી મોક્ષપદ મેળવ્યું હતું એટલા માટે જ ભક્તજનો તેમને નિત્ય નમસ્કાર કરે છે. આજે પણ ભારતીય સંસ્કૃતિનું અંતરંગ અહિંસાદિ જૈન તત્ત્વોની અમૂલ્ય મહત્તા (વિશેષતા)થી સંપૂર્ણપણે પ્રભાવિત છે.

---

૧ વિશેષ માહિતિ કે અમૃત શ્રી વર્ધમાન મહાવીર' નામક પુસ્તકમાં શ્રી કામતાપ્રસાદનો લેખ 'જૈનીઝમ એબ્રોડ' જુઓ (પૃ. ૨૧૪-૨૩૨)

**ઉપસંહાર —**

આ પ્રમાણે સંક્ષેપમાં જૈન ધર્મની વિચારધારા અને તેણે વિશ્વને આપેલી બક્ષિસોની આ રૂપરેખા છે જૈન ધર્મે માનવ સંસ્કૃતિને સદ્ગુણોના પ્રસારથી સમર્પિત (મજબુત) કરી છે અને ભારતીય રાષ્ટ્રની ઉન્નતિમાં પૂર્ણ સહયોગ આપ્યો છે, તેની સંસ્કૃતિ અહિંસા અને અનેકાંત પ્રધાન છે તે પોતે 'જીવો અને જીવવા દો' નો પાઠ માત્ર ભણાવતો નથી પરંતુ માનવતાનો ઠીક ઉપયોગ કરતા શીખવે છે-એટલે જીવો, ઉઠો અને આગળ વધો પરંતુ સાવધાન' પોતાના મૌ સાથીદાર પ્રાણીઓને સાથે લઇને ચાલો. અહિંસા અનેકાંત વડે જ લોકમાં સુખશાંતિ સ્થાપિત થઈ શકે છે જો વિશ્વનું પ્રત્યેક રાષ્ટ્ર આ સિદ્ધાંતો પર ચાલે તો ત્રીજા મહાયુદ્ધનો પ્રશ્ન જ ઉપસ્થિત થઇ શકતો નથી, અપિતુ સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય સ્થાપિત થાય. આપણી ભારતીય સરકારની અહિંસા અને મૈત્રી-મેળાપની નીતિ બીજા રાષ્ટ્રો માટે અનુકરણીય છે આ અહિંસક નીતિથી વિશ્વની બધી ગુંચવાયેલી સમસ્યાઓ ઉકેલાઈ જશે, અને ત્યારે પ્રત્યેક રાષ્ટ્ર ઉન્નતિના શિખરે પહોંચી જશે અંત પ્રત્યેક વિવેકશીલ માનવનું કર્તવ્ય છે કે, તે સત્ય અને અહિંસાને સમજે અને તેનું જ્ઞાન અખિલ વિશ્વમાં ફેલાવે જૈન ધર્મ સંસારને વિશાળ દૃષ્ટિ આપે છે, તેના રૂપ અને તત્ત્વ (અભિપ્રાય) ને સમજો ॐ શાંતિ!

